અતી ઉપયોગી.

# ચુંટી કાઢેલી હુનરનો સંગ્રહ.

ભાગ પેહેલો.





છપાવી પ્રગટ કરનાર,

જમનાદાસ મોહનલાલ. પારેખ.

અતી ઉપયોગી.

# શોધી કાઢેલા હુન્નરનો સંગ્રહ.

ભાગ પેહેલો.

છાપવી પ્રગટ કરનાર,

જમનાદાસ મોહનલાલ પારેખ.

આવૃતી પહેલી.

પ્રત ૧૦૦૦.

સને ૧૮૯૭. સંવત ૧૯૫૩.

અમદાવાદ.

"વિજય પ્રવર્ત્તક" પ્રેસ.

કિંમત ચાર આના.

# અર્પણ પત્રીકા.

અખંડ કૃપાળુ, સ્વદેશ પ્રેમી—

શેઠ સાહેબ, હરગોવિંદદાસ ખેમચંદ.

માણુસા.

આપ ઉત્સાહી ગૃહસ્થ છો, પરોપકારી છો, ગરીબ માણુસ ઉપર દયા રાખી બની શકે તેટલી મદદ આપોછો, અને ગૃહસ્થ તરીકે આપની ફરજ અદા કરોછો. ગૃહસ્થ છતાં નિરાભિમાન, વિવેકી છો, તો અમારા પુસ્તકની અર્પણુ પત્રીકા સ્વીકારી મને યથાઘટીત મદદે કૃતાર્થ કરશો. તા. સદર.

હું ગરીબ માણુસ નિરાધાર અને મદદને પાત્ર છું.

લી. આપનો તાબેદાર શેવક.

જમનાદાસ મોહનલાલ પારેખ.

માણુસા.

# પ્રસ્તાવના.



હું સાધારણ સ્થિતિનો માણસ હોવાથી તથા પુસ્તક કાઢવાનો આ મારો પ્રથમ યત્ન હોવાથી મોટું પુસ્તક કાઢવાની વાત બાજુએ મૂકી હાલમાંતો હુન્નરના મોટા મોટા ગ્રંથોમાંથી સારા ઉપયોગી હુન્નરો શોધી કાઢી આ નાનું પુસ્તક છપાવવાને મેં હીંમત ધરી છે. ઉત્સાહી ગૃહસ્થોમાંથી મને સારી પેઠે આ બુકને માટે આશ્રય મળશે તો આવીજ બાબતનાં હુન્નરનાં પુસ્તકો માટે કેટલાંક કાઢવા વિચાર છે તે છપાવી પ્રગટ કરીશ. આ મારો પહેલો પ્રયાસ છે માટે ભૂલ જણાય તે દર ગુજર કરશો. એજ વી.

તા. ૧૦–૮–૯૭ } જમનાદાસ મોહનલાલ પારેખ.
માણસા.



૬૬૪૩

અતી ઉપયોગી.

# ચુંટી કાઢેલા હુન્નરનો સંગ્રહ.

## ભાગ પેહેલો.

**૧. દૂધની અંદરનો પાણીનો ભેગ પારખવાની રીત:**—સૌથી સહેલી રીત એ છે કે, દૂધમાં આંગળી બોળીને એક ટીપું અંગુઠાના નખ ઉપર મેલવાથી જો દૂધ ચોખ્ખુ હશે તો ટીપું ગોળાકાર હાલતમાં રહેશે, પણ જો પાણીનો ભેગ હશે તો તે ટીપું અંગુઠા ઉપર પથરાઇ જશે.

**૨. મધ ચોખ્ખુ છે કે નહિં તે જાણવાની રીત:**—મધને પાણીમાં નાંખી જોવું જો તે પાણી હેઠળ બેસી જાય તો તેમાં કાંઇ પણ ભેગ થયો નથી. એમ સમજવું પણ જો તે પાણીની સાથે પીગળી જાય અને તેમાં પથરાઇ જાય તો તેમાં બીજી વસ્તુનો ભેગ છે એમ સમજવું. કારણ મધ ભારે છે તેથી તુર્ત પાણીને તળીએ બેશી જાય છે અને ખાંડ હલકી છે તેથી પથરાઇ જાયછે.

**૩. બીજી રીત:**—મધનો દીવો કરવો, જો તે ચોખ્ખું હશે તો દીવો બળશે પણ તેમાં ભેગ હશે તો સારી પેડે દીવો બળશે નહીં.

**૪. કલઇમાં સીસાનો ભેગ છે કે નહીં તે પારખવાની રીતઃ**—ઘણી વખતે લુચ્ચા કલાઇ કરનારાઓ કલાઇ મોંઘી હોવાને લીધે તેમાં સીસાનો ભેગ કરી તે મિશ્ર ધાતુથી વાસણ ઉપર કલાઇ કરે છે અને તેથી કરીને તે વાસણમાં ખાવાની ચીજ રાખવાથી અથવા રસોઇ કરવાથી સીસું શરીરમાં પ્રવેશ કરી ઝેરી અસર કરે છે, આ ઠગાઇ જાણવાનો સહેલો ઉપાય એ છે કે, શકવાળા વાસણ ઉપર સાફ કપડાનો કટકો ઘસવાથી જો ચોખ્ખી કલઇ હશે તો કાળો ડાઘ પડશે નહિ. પરંતુ તેમાં સીસાનો ભેગ હશે તો તુર્તજ કાળો ડાઘ પડશે.

**૫. રેશમી કપડામાંથી હલકી જાતનું રેશમ પારખવાની રીતઃ**—એક રેશમનો કકડો લઇ તે ઉપર હૈડ્રોકલોરીકનાં બે ત્રણ ટીપાં નાંખવાં. એટલે જો રેશમ ચોખ્ખું હશે તો તુરત કાણું પડશે. અને કાણું પડીને વચ્ચે કાંઇક રહ્યું હોયતો જે ઓગળી ગયો તે ખરૂ રેશમ સમજવું. અને બાકીનો જે ભાગ રહ્યો તે સુતર સમજવું.

**૬. ફલાનેલના કપડામાંથી સુતર પારખવાની રીતઃ**—ફલાનેલના કપડામાંથી થોડી કાપલી કાપીને તેને પાપડ ખારના પાણીમાં ઉકાળવી એટલે જો નર્યું ઉન હશે તો તે પાણી સફેદ સાબુ જેવું થશે. અને તેમાં સુતર ભેળેલું હશે તો તે પાણીનો રંગ બદલાશે નહીં.

**૭. તુર્ત લખેલા લેખને પ્રાચીન માફક દેખાડવાનું કપટ જાણવાની રીતઃ**—સાહીમાં તોલે બે ચણોઠીભાર લેખે કેસર વાટી ભેળવીને લખ્યું હોય તો, તરત લખેલો લેખ હોય તો પણ

ઘણો પ્રાચીન કાળના જેવો દેખાય છે. આવી બાબતમાં ન્યાયાધીશો કાગળનો વાસ લેતા રહેવું એટલે કેસરનો વાસ કાગળમાં આવે તો બનાવટનો છે એમ સમજવું.

**૮. પાણીમાં સોમલ છે કે નહીં તે પારખવાની રીત:**—પાણીમાં સોમલ છે કે નહીં એ જોવું હોય તો તેમાં ચણાના પાણીની આસ નાંખવી જો સફેદ ભૂકી નિચે બેસે તો જાણવું કે તેમાં સોમલ છે.

**૯. ગુલાબી અત્તરમાં ભેળ હોય તે પારખવાની યુક્તી:**—ગુલાબી અત્તરમાં ચંદન, કપુર, રોડીયમ વિગેરેનો ભેગ રહે છે ચંદન અગર રોડીઅમનો ભેગ હોય તો તે અત્તર ચાખી જોવાથી કડવું લાગશે.

**૧૦. બીજી રીત:**—ગુલાબી અત્તરમાંથી કપુરનો ભેગ પારખવાની રીત:—કપુરના ભેગવાળું અત્તર પણ કડવું લાગે છે. ભેળશેળવાળા અત્તરનો રંગ પીળો અગર તપખીરીઓ હોય છે અને તેને હવામાં મુકવાથી ઝાંખો તપખીરીઓ રંગ થઇને પછી કાળો થઇ જાય છે:—

**૧૧. મસ કાઢી નાંખવાની રીત:**—નવ સાગરનો કટકો લઇને તેને પાણીમાં ડુબાવી સવારે તથા સાંજરે મસ ઉપર ઘસવાથી કાંઇ પણ દર્દ કર્યા વિના તેમજ ડાઘ રાખ્યા વિના જતા રહેશે.

**૧૨. છુંદણાંના ડાઘ કાઢવાની રીત:**—છુંદણાં કઢાવેલા ભાગ ઉપર તેના કરતાં જરા મ્હોટું બ્લીસ્ટર મારવું અને બ્લીસ્ટર ઉપડે ત્યારે તેને ફોડીને પાણી કાઢી નાંખવું બાદ રૂઝાઇ જાય તેમ કરવું. આ પ્રમાણે કરવાથી નવી ચામડી આવશે તેના ઉપર છુંદ-

ભુંનો ડાઘ દેખાશે નહિ.

**૧૩. મસા દૂર કરવાની રીતઃ**—લંડનનું એક વૈદક પત્ર લખે છે કે અંગપર થતા મસા સાફ કરવા માટે આઇરીસ પટેટા અકશીર છે તેના એક છેડા આગળથી થોડો ભાગ કાપી લઇ મસા ઉપર દિવસમાં બેથી ત્રણવાર ખૂબ જોરથી ઘસવો દરેક વાર ઘસ્યા પછી પટેટાની સપાટી ઉપર અકેક કાતરી કાપી કાઢવી એમ એક પટેટાના આધારે મસો દૂર થાય છે.

**૧૪. બોડા માથા ઉપર પાછા વાળ લાવવાની રીતઃ**–ચોખ્ખુ પાણી એક પાઇન્ટ પરલઆશ (એક જાતનો ખાર) અર્ધો ઔંસ કાંદાનો રસ ૦| પ્રાઇન્ટ એ બધાને એકઠું મેળવી કાચની બાટલીમાં ભરી મજબૂત બૂચથી બંધ કરવું જ્યારે લગાડવા મરજી હોય ત્યારે શણનો એક કટકો એ તેલમાં બોળી માથામાં તે ખૂબ ઘસીને લગાડવું.

**૧૫. ઊંદર દૂર કરવાની રીતઃ**—એક મુઠી ભરીને ખાવાનું મીઠું લેવું તે મીઠું દરેક ફાટમાં તથા દરમાં તથા જે જગોએ ઊં-દર ફરતા હોય તે જગોએ થોડું થોડું નાંખવું પછી તે મીઠા ઉપર બએ ચમચા મોરથુથાનો અર્ક નાંખવો એટલે તેના વાસથી ઊંદરો નાશી જશે. એટલુંજ નહીં પણ પાછા તે જગોપર આવશે નહીં.–

**૧૬. બીજી રીતઃ**—ઊંદરના દરની આસપાસ કળી ચુનો અને હુ-બદરનો ભૂકો પાથરવાથી ઊંદર તે ઉપર ચાલતા નથી અને નાશીજાય છે.

**૧૭. ત્રીજી રીતઃ**—ઊંદરના દર પાસે અને દર નહોય તો જે ઠેકાણે આપણી ખાવાની ચીજ વિગેરે મૂકેલું હોય તેની આસપાસ ફરતાં જારની ધાણીના દાણા નાંખવા જેથી ઊંદર દરમાંથી નીકળીને

તે પાણી ખાવા માંડશે આથી તેના દાંત અંબાઇ જાય છે અને બીજી ખાવાની ચીજ પાસે હોય પણ તે ખાઇ શકતા નથી.

**૧૮. માકણ દૂર કરવાની રીતઃ—**મોરથુથુ, સાદો મલમ (મીઠું તેલ અને મીણનું મિશ્રણ) અને ગ્યાસલેટ સરખા પ્રમાણમાં મેળવીને સૂવાના ખાટલા ખૂરશીઓ વિગેરે પર લગાડવાથી માકણ પ્રવેશ કરવા પામતા નથી, વળી લાકડાપર તેજમિશ્ર લગાડીને જમીનમાં દાટવાથી જીવડાં પણ લાગતાં નથી.

**૧૯. બીજી રીતઃ—**ફટકડી ૧ રતલ લઇને તેનો બારીક ભૂકો કરવો પછી ઉકળતા પાણીમાં એ ભૂકો નાંખી એક રસ કરી જે ઠેકાણે માકણ ભરાઇ બેસતા હોય ત્યાં જાડી પીંછીથી એ મિશ્ર લગાડવાથી તેની અંદર માકણ પ્રવેશ કરવા પામતા નથી.

**૨૦. ત્રીજી રીતઃ—**ખડીનો ભૂકો અને સરસવનો ખોળ સરખે ભાગે લેઇ મિશ્ર કરી માકણ ભરાઇ રહેવાના સ્થળોમાં લગાડવાથી તેની અંદર માકણ પ્રવેશ કરવા પામતા નથી.

**૨૧. મચ્છરને ચાંચડ દૂર કરવાની રીતઃ—**એક વાટકીમાં થોડું કપૂર નાંખી તે વાટકી થોડા દેવતા ઉપર અથવા દીવા ઉપર ધરવી એવી રીતે કે તેમાંનું કપૂર સળગી ન જતાં ધીમે ધીમે ધુમાડો થઇ ઉડી જાય અને ધુમાડો કર્યા પછી બારી બારણાં ઉઘાડી નાંખીએ તોપણ ઘણીવાર સૂધી તેની અસર જતી નથી અને જીવડાં આવતાં અટકે છે.

**૨૨. બીજી રીતઃ—**સાંજ વખતે બારી બારણાં બંધ કરી તેમાં સીસમના લાકડાનો ધુમાડો કરવો તેથી મચ્છર તથા ચાંચડ નાશી જશે. અથવા સુવાના ખાટલા વિગેરેમાં અજમો નાંખવાથી આવશે નહિ.

**૨૩. ત્રીજી રીતઃ**—ડમરાનાં પાંદડાં અથવા ડાળીઓ અથવા કુંવરની શાખા જ્યાં ઘણા મચ્છર હોય ત્યાં રાખવાથી જતા રહેશે.

**૨૪. કબાટમાંથી કીડીઓ દૂર કરવાની રીતઃ**—કપૂરની કોથળીઓ કબાટમાં ટાંગી રાખવાથી અથવા થોડો કપૂર અને આખાં થોડાં મરી એકઠાં કરી કપડાની કોથળીમાં ભરી કબાટમાં રાખવાથી દૂર થાય છે.

**૨૫. ઊંનના કપડાને ઉધાઇથી બચાવવાની રીતઃ**—સૂકાં લવંડરનાં ફૂલ ઉનનાં લુગડાંપર પાથરવાં અને તેને છીંટના કપડાની અંદર ઢાંકી રાખવાથી ઉધાઇ લાગશે નહિ.

**૨૬. ચોપડીઓને ઉધાઇથી બચાવવાની રીતઃ**—ઉધાઇ તથા કસારીઓનો ઉપદ્રવ દૂર કરવાને એક અકશીર ઉપાય હિંદુસ્તાનની સરકારે નીચે મુજબ જાહેર કીધો છે. એક ભાગ રસકપૂરમાં ૧૪૪ ભાગ પાણી ઉમેરવું બાદ તે પાણી કામમાં લેવું અને ઉપદ્રવવાળી જગોએ એ પાણી લગાડવાથી ઉધાઇ તથા કંસારી થશે નહીં.

**૨૭. રેશમી તથા સૂતરાઉ કપડાને ઉધાઇથી બચાવવાની રીતઃ**—દેવદારના લાકડાંના બારીક છોડીઆને મલમલના કપડાની કોથળીઓમાં ભરીને કપડાના પડમાં અથવા ઉપર મૂકવાથી ઉધાઇ લાગતી નથી.

**૨૮. બીજી રીતઃ**—ચનીકબાલાને કપડાના પડમાં નાંખવાથી ઉધાઇ થતી નથી.

**૨૯. ત્રીજી રીતઃ**—કપૂરના લાકડાની બારીક ચીપો અથવા ભૂકાને મલગલના કપડાની કોથળીમાં શીવીને કપડાના પડમાં મૂકવું.

૩૦. **ચોથી રીત:**—કડવા લીમડાના પાંદડાંને આખાં કાળાં મરીની સાથે ભેળીને કપડામાં મૂકવું.

૩૧. **સર્પ ઘરમાંથી દૂર કરવાની રીત:**—જે દરમાં અથવા જે સ્થળે સર્પ હોય ત્યાં કપડું બાળી તેની ખૂબ ધૂમાડી કરવાથી સર્પને અતિશય કંટાળો આવી તે સ્થળ છોડી જાય છે, કારણ બળતા ચુંથરાની ધૂમાડી તેને બહુજ ખરાબ લાગે છે.

૩૨. **છછુંદર અથવા ચેણને નસાડવાનો ઉપાય:**—આ ત્રાશદાયક અને નાશ કારક પ્રાણી લસણની વાસથી ઘણુ દૂર નાસે છે માટે એઓના આવજાના માર્ગ ઉપર અને દર આગળ થોડી લસણની કળી મૂકવી એટલે તેઓ તે જગા આગળ ફરીથી પોતાનો અણ ગમતો દેખાવ દેશે નહી.

૩૩. **ઇમારતનાં લાકડાં સડતાં અટકાવવાની રીત:**—રસકપુરને પાણીમાં પીંગાળી તેનો હાથ મારવાથી લાકડું સળશે નહિ.

૩૪. **માકણ ન થવાનો સાધારણ ઉપાય:**—લાલ મરચાં પલાળીને તેનો ઉકાળો કરવો ત્યાર પછી તે ઉકાળાને જે ઠેકાણે માકણને રહેવાની જગ્યા હોય ત્યાં લગાડ્યાથી માકણ તે જગોએ ફરી થવાના નથી.

૩૫. **દીવો ઓલવીએ અને તેની મેળે પાછો પ્રગટે એવી રીત:**—પ્રથમ દીવાસળીઓ કરવાનો ગંધક લાવી તેને વાટીને ભૂકો કરવો અને એક સગડીમાં કોયલા સળગાવીને તે સગડીની ઉપર માટીની ઠીબ મૂકવી તે ઠીબમાં ગંધક નાંખવો ગંધકનો પાણી સરખો રસ થાય એટલે તેમાં સુરોખાર વાટેલો નાંખવો તેની વીગત, ગંધક જેટલો હોય તેનાથી જરા થોડો સુરોખાર નાંખવો

જોઇએ. ગંધકને સુરોખાર એક રસ થાય એટલે તેમાં રૂની દીવટો કરીને બોળી લેવી અને એ દીવટો રાખી મૂકવી જ્યારે ખેલ અજમાવવો હોય ત્યારે તેલના કોડીઆમાં મૂકીને દીવા કરવા તેનું કારણ એછે કે દીવો કર્યા પછી ફુંકીને ઓલવીએ પણ દીવેટના મોગરામાં દેવતા રહે છે તેથી ફરીને ગંધક તથા સુરાખારના જોરથી પાછો સળગી ઉઠે છે.

**૩૬. પોતાની મેળે દીવો તથા ભડકો થાય એવી રીતઃ**—ફૉસ ફરસ નામે ઔષધી થાય છે એ દવા પાણીમાંજ રહે છે પાણીમાંથી બહાર કાઢવાથી થોડીવારે ભડકો થાય છે. પડીકાગાં તે દવા રાખીએ તો થોડીવારે એની મેળે સળગી ઉઠે છે.

**૩૭. ભડકો કરવાની રીતઃ**—કલોરેપોટાસ તથા આંબલ સારો ગંધક એ વજનમાં બરાબર લાવી તેને જૂદાં જૂદાં વાટવાં વાટી એકઠું કરી એક ડબ્બીમાં ભરી મૂકવું તે જ્યારે આ પ્રયોગ કરવો હોય ત્યારે એક ચપટી ભરીને પત્થર ઉપર મૂકીને એની ઉપર એક નાના પહાણાથી વાટવું એટલે તેજ વખતે ભડકો થાય છે.

**૩૮. લીંબુ કાપવાથી લોહી નીકળે એવી રીતઃ**—કપાસના રાતા ફુલના રસમાં છરીને બોળી સુકવવી એ રીતે પાંચ સાત વખત સુકવવી અને રસમાં બોળવી એ છરીથી લીંબુ કાપીએ એટલે પેલા ફુલના રસનો પટ લીંબુને અડવાથી લીંબુનું પાણી લોહીની માફક જણાય છે.

**૩૯. ખાંડનો ભડકો કરવાની રીતઃ**—ખાંડને કલોરે પોટાસ સાથે ભેળીને રાખી મૂકવી, પછી ઉંચા ગંધકનો તેજાબ એ

ખાંડ ઉપર છાંટવાથી ભડક લઇને ભડકો થાય છે.

**૪૦. ઝાડને પાંદડે પાંદડે દીવા બતાવવાની રીત:—** સલફ્યુરીકઇથર એક શીશીમાં ભરી રાખ્યું હોય તે તેજાબની પીચકારી ભરીને એ પીચકારી ઝાડપર મારે છે. ત્યારે પાંદડે એ પાણી અડે છે એટલે દીવા દેખાય છે. સબબ એ પાણીમાં એવો ગુણ છે કે જ્યાં અડે ત્યાં દીવા જેવું દેખાય જેમ દીવાસળીઓ ચોમાસામાં હવાય છે. ત્યારે ઘસીએ તો સળગતી નથી પણ એ ઘસવાથી જ્યાં ઘસીએ ત્યાં અજવાળું થાય છે તેમ એ ઔષધીમાં પણ એવો ગુણ છે કે રાત્રે દીવા જેવું દેખાઇ આવે છે.

**૪૧. બીજી રીત:—**ટોપરાના તેલમાં ફોસફરસ ખરલ કરવું અને એ તેલ પછી શીશીમાં ભરી મૂકવું એનાથી પણ દીવા થાય છે એ સલફ્યુરીક ઇથરની નીશાની એ છે કે એમાં ફોસફરસ નાંખીએ તો ગળી જાય છે. વળી એ અર્ક કોઇ માણસના શરીરે મરદન કરાવ્યો હોય તો રાત્રીએ ભયાનક ભૂત જેવો દેખાય છે અને બધે શરીરે ભડક ભડકા બળે છે પણ એ માણસ જરા પણ દાઝતો નથી એવો એ ઔષધીમાં ગુણ છે.

**૪૨. પાણી ભરેલા કોડીઆમાં દીવા કરવાની રીત:—** ચોખ્ખો પારદર્શક કપૂર વાટીને તે કપૂરમાં રૂની દીવેટ ખુબ મસળવી એ દીવેટ પાણીમાં બળે છે.

**૪૩. દેવતા હાથમાં ઝાલીએ પણ બળીએ નહિ એવી રીત:—**સુરોખાર, કુંવરનો રસ અને મીઠું એ ત્રણેને એક રસ કરીને હાથમાં ચોપડી રાખીએ તો દેવતા ઝાલીએ પણ દાઝીએ નહી.

**૪૪. કરેણનું ફૂલ રાતાનું ધોળું થાય એવી રીત:—**

દેવતા ઉપર ગંધક નાંખી ફુલને ધુણી દીધાથી તે ધૂણીના જોરથી ફુલ ધોળુ થાય છે અને તે ધોળા ફુલને પાછું ફટકડીના પાણીમાં બોળીશું તો પાછું રાતું થશે.

**૪૫. પાણીમાં ભડકા થાય એવી રીતઃ**—ટરપીન્ટાઇન ઓઇલ પાણીમાં નાંખવું તે તેજાબ પાણી ઉપર તરતો રહેશે પછી તેમાં એક બત્તી મૂકીને પેલું પાણી સળગાવવું જ્યાં સુધી તે તેજાબ હશે. ત્યાં સુધી બળશે તે પછી હોલવાઇ જશે.

**૪૬. રૂપેરી આતસઃ**—કોલસાનો એક સળગાવેલો કડકો લઇ તે ઉપર નાઇટ્રેટ ઓફ સીલવરનો સૂકો કટકો મૂકવો થોડી વારમાં તે કડકામાંથીજ ઘણીજ સુંદર દેખાવની ચીંગારીઓ ઉડવા માંડશે. અને તે જોડે પેલા કોલસા ઉપર રૂપેરી પટ પડશે.

**૪૭. પાણીમાં બળતું કરવાની રીતઃ**—એક વાઇન ગ્લાસ ભરી ઠંડુ પાણી લેઇને ઉપર થોડી ઇથર નામે દવા નાંખવી તે દવા ઘણીજ હલકે હાથે રેડવી, ત્યારબાદ એક સળગાવેલી કાગળની ચીપ એ પાણી આગળ લઇ જવી જેથી તેમાં બળતું સળગી ઉઠશે અને કેટલોક વખત સુધી તે ચાલુ રહેશે.

**૪૮. ચળકતા અક્ષરઃ**—ફૉસફરસના કટકાથી જો ભીંત ઉપર અથવા કાગળ ઉપર લખીને અંધારામાં જોયું હોય તો જેવી રીતના અક્ષર અથવા ચિત્ર પાડેલાં હશે તે બળતા જેવાં ચળકતાં દેખાશે તથા તેમાંથી ધૂમાડો નીકળતો જણાશે પણ ફૉસ ફરસના કટકાથી લખતી વખતે પાસે એક ઠંડા પાણીનું પવાલું ભરી રાખવું અને ફૉસ ફરસથી ભીંત ઉપર અથવા કાગળ ઉપર લખીને તુર્તજ તે કટકાને ઠંડા પાણીના પ્યાલામાં નાંખવો પછી થોડીવાર

રહી ફરીથી કાઢીને લખવું અથવા ફાસ ફરસના કટકાને કુવીલપેનમાં ખોશીને લખવું.

**૪૯. સ્પીરીટ ઓફ વાઇનને સૂર્યના કીરણથી સળગાવવાની કળા:**—એક ગ્લાસમાં થોડો સ્પીરીટ ઓફ વાઇન ભરી તેમાં અરધો રૂપીઓ અથવા એક પૈસો નાંખવો, પછી આગીઓ કાચ લઈ સૂરજના કીરણ સામે ધરીને તે કાચમાંથી ગ્લાસમાં નાંખેલા સિક્કાની ઉપર બરાબર સૂર્યનું કીરણ પાડવું એટલે થોડા વખતમાં સિક્કો એટલો ગરમ થશે કે જેથી સ્પીરીટ પોતાની મેળે સળગશે.

**૫૦. નાચતી તથા કુદતી વીંટી:**—એક પોલી વીંટી બનાવી તેમાં ઝીણું કાણું પાડવું પછી તે કાણામાંથી પારો ભરીને કાણાને મટોડીથી બંધ કરવું ત્યારબાદ વીંટીને દીવા ઉપર ગરમ કરીને ટેબલ ઉપર મૂકવી, એટલે જ્યાં સૂધી પારો ઠંડો પડશે ત્યાં સૂધી ટેબલ ઉપર વીંટી ઉછળ્યા કરશે.

**૫૧. દેવતા વગર ચાહ બનાવવાની રીત:**—એક પ્યાલામાં તાજો ભઠ્ઠીમાંથી કળી ચૂનો લઇને તેના થોડા કટકા નાંખવા પછી તે ચુનામાં પાણી નાંખીને ચાહની નાની એક કપમાય એવડી કીટલી ઉપર મેલવી પણ એવી રીતે મેલવી કે વરાળ બહાર જાય નહીં. પછી કીટલીમાંનું પાણી ગરમ થઇ ઉકળશે અને તેમાં સૂકી ચાહ નાંખ્યાથી તુરત ચાહ તૈયાર થશે.

**૫૨. અંગારા વગર પાણી ગરમ કરવાની રીત:**—એક પતરાનું વાસણ બનાવી તેમાં ઠંડુ પાણી ભરવું પછી એ પાણી ભરેલા પતરાના વાસણને એક બીજા મોટા વાસણમાં મૂકવું પછી એ પતરાનું વાસણ તથા પેલા બીજા વાસણની વચમાં જે ખાલી જ-

આ હોય તેમાં તુર્તનો તૈયાર થએલો ચૂનો ભરવો પછી તે ચૂના ઉ-પર થોડુક પાણી રેડવું એટલે તુર્ત તે ઠેકાણે બહુ ગરમી ઉત્પન્ન થઇ પેલા પતરાના વાસણ માંહેલા પાણીને ગરમ કરી નાંખશે.

**૫૩. ચળકતાં બળતાં કરવાની રીત:—** ૬ ભાગ ઓલી-વનું તેલ અને એક ભાગ ફાસફરસ સાથે મેળવીને એ મેળવણીને અંધારાગાં લઇ જશો તો ચળકતાં બળતાં જેવાં દેખાશે.

**૫૪. બાટલીમાં ઇંડુ ઉતારવાની રીત:—** એક તાજું ઇંડુ લઈ તેને ૧૨ કલાક સૂધી જલદ સળકામાં બોળી રાખવું જેથી ઇંડુ નરમ તથા સ્થિતિસ્થાપક થઇ જશે બાદ એક નાના મોઢાની બા-ટલી લઇને તેમાં આસ્તેથી દાબીને ઉતારવું પછી તેની ઉપર ઠંડુ પા-ણી નાંખવું એ પાણીમાં આગળથી થોડો સોડા નાંખીને મેળવી રા-ખવું જેથી થોડા વખતમાં ઇંડાનું કોટલું પાછું અસલના જેવું કઠણ થશે પછી બાટલીમાંથી પાણી કાઢી નાંખીને બૂચ મારવો. જો ઇંડું જલદ સારકાથી નરમ નહીં થાય તો ૨ ચમચી ભરીને ઘણુંજ જાડુ એસેટીક આસીડ નાંખવું જેથી ઇંડુ તુર્તજ નરમ થશે.

**૫૫. હળધરમાંથી કંકુના જેવો રંગ કાઢવાની રીત:—** થોડી દળેલી હળધરમાં જરા ચૂનો નાંખીને મેળવી નાંખવું પછી તેમાં જરા પાણી નાંખીને મેળવશો તો કંકુના જેવો રંગ થશે. જો કોઇ વખ-તે કંકુ નહીં મળે તો આવી રીતે બનાવ્યાથી કંકુની ગરજ સારશે.

**૫૬. બાટલીમાંથી બળતું કાઢવાની રીત:—** એક મા-ટીના વાસણમાં ૦ા ઔંસ ફાસફરસ નાંખી તેને ધીમે રહીને સ-ળગાવવો અને જેવું તેમાંથી બળતું નીકળે એટલે તુર્તજ તેની ઉપર ૧ ઔંસ નાઇટ્રીક આસીડ નાંખી મેળવી નાંખી તુર્તજ એક બાટ-

લીમાં ભરી બૂચ મારવો. પછી જ્યારે તમે બૂચ ઉઘાડશો ત્યારે તેમાંથી બળતાનો ભડકો નીકળશે એટલે પાછો બૂચ મારવો કે તરત બળતું બંધ થશે.

**૫૭. સાત રંગને મેળવીને સફેદ રંગ બનાવવાની રીત:**—૪૫ ભાગ લાલ રંગ, ૩૭ ભાગ નારંગી, ૪૮ ભાગ પીળો રંગ, ૫૦ ભાગ લીલો રંગ, ૬૦ ભાગ આશમાની રંગ, ૪૦ ભાગ ગુલાબી રંગ, ૮૦ ભાગ લાખી રંગ, આ બધા રંગની ભૂકીને સાથે મેળવ્યાથી સફેદ રંગ થશે.

**૫૮. ભોંય ઉપર પૈસો વળગાવવાની કળા:**—જરાક ૫ટકડીના ભૂકાને પત્થર ઉપર મૂકી પૈસો અથવા રૂપીઓ તેની ઉપર મૂકવો, પછી તે પૈસાની ઉપર આતસનો એક ગાંગડો મૂકવો એટલે ૫ટકડી પીગળી જઇને પૈસા સુદ્ધાં પત્થરની સાથે મજબૂત ચોંટી રહેશે, પણ તે ૫ટકડી પીંગળે એટલે દેવતા કાઢી નાંખવો.

**૫૯. રૂપાનું ઝાડ બનાવવાની રીત:**—સીલવર નાઇટ્રેટને પાણીમાં પીંગાળી તે પાણી પહોળા મહોડાની બાટલીમાં ભરીને તેમાં એક જસતનો કટકો દોરીથી બાંધીને થોડા કલાક ટાંગી મૂકવો એટલે તે ઉપર રૂપાના ઝાડ જેવો આકાર વળગી રહેલો જણાશે.

**૬૦. વીંછી કરડે તેના ઇલાજ:**—ડંખની ઉપર તલના ખોળનો લેપ કરવો.

**૬૧. બીજી રીત:**—ચંદનાદીક ઠંડા પદાર્થોનો લેપ કરવો. પસીનો વળાવવા, શરીરે તેલ ચોળવું અને શીતળ જળનું સેવન કરવું, તાંદળજો અને નસોતર પીનારાને વિખ ચડતું નથી.

**૬૨. ત્રીજી રીત:**—જાંબુની છાલનો લેપ કરવો, મોતીનો લેપ પણ ઉત્તમ છે.

૬૩. **ચોથી રીતઃ**—કપાસનાં પાંદડાં અને રાઇ વાટી તેના ડંસની ઉપર લેપ કરવો.

૬૪. **પાંચમી રીતઃ**—વછનાગ વાટીને ચોપડવા દેશી વૈદ્યો ફરમાવે છે.

૬૫. **છઠ્ઠી રીતઃ**—કપાસનાં મૂળીઆં રવીવારે કાઢી લાવીને રાખી મૂકવાં અને વીંછી કરડે ત્યારે આ મૂળીઆં દરદીને ચવરાવ્યાથી અથવા તો તેને ડંખની જગોએ લેપ કરવાથી ઝેર ઉતરી જાય છે.

૬૬. **સાતમી રીતઃ**—નેપાળાનાં બીજ પાણીમાં વાટીને ચોપડવાથી વિષ તત્કાળ ઉતરી જાય છે.

૬૭. **આઠમી રીતઃ**—મોરથુથુ દહીંમાં વાટીને ચોપડવું. અને તે ઉપર શેક કરવો.

૬૮. **નવમી રીતઃ**—નવસાગર અને હડતાલ પાણીમાં વાટીને લેપ કરવાથી તુરત ઝેર ઉતરી જાય છે.

૬૯. **કાળી શાહીના ડાઘ કાઢવાની રીતઃ**—શાહીનો ડાઘ પડે કે તુર્તજ સુકાયા પહેલાં બ્લોટીંગપેપરથી જેમ બને તેમ શાહીને સોશી લેવી પછી લીંબુનો રસ અથવા સરકામાં સારી પેઠે ભિંજાવીને પાણીથી ધોવું.

૭૦. **હાથમાં ગ્યાસલેટ તેલ પડ્યું હોય તેની વાસ દૂર કરવાની રીતઃ**—નાગરવેલનાં ખાવાનાં પાન હાથમાં ચોળીને મસળવાથી તરતજ વાસ નાબુદ થાય છે.

૭૧. **મોતીપર ડાઘ પડી મેલાં થયાં હોય તે સફેદ કરવાની રીતઃ**—એક વાસણમાં ૦। શેર ઘઉંના થુલાને બશેર પા-

ણીમાં નાંખી તેને સારી પેઠે ઉકાળવું પછી તે પાણીથી મેલાં મોતીને ચોળીને ધોવાં ત્યાર બાદ સ્વચ્છ પાણીથી ધોઇ નાંખવાં એટલે મોતી નિર્મળ થશે.

**૭૨. પત્થર ઉપરથી લીલ ઉગેલી કાઢી નાખવાની રીત:—**૧ ભાગ કારબોલીક આસીડને ૫૦ ભાગ પાણીમાં નાંખી તે પાણીથી પત્થર ધોવાથી સઘળી લીલ જતી રહેશે ને ફરીથી ઉગશે પણ નહિં.

**૭૩. કાચને કાપવાની રીત:—**સ્પીરીટ ઑફ ટરપેનટાઇનમાં શણુનો દોરો બોળી કાચની સપાટી ઉપર ગમે તે આકારમાં મુકવો અને તે દોરાને સળગાવી દેવો જેથી તે કાચ તેવાજ આકારમાં ભાગી જશે.

**૭૪. કાચની બાટલીઓને ધોવાની રીત:—**કોલસાનો બારીક ભૂકો કરી બાટલીમાં નાંખવો પછી ગરમ અથવા ઠંડુ પાણી રેડી બાટલીને સારી પેઠે હલાવી પછી તેમાંથી કોલસાનું પાણી કાઢી નાંખી બીજા સારા પાણીથી ધોઇ નાંખવી જો બાટલીમાંની ખરાબ વાસ દૂર કરવી હોયતો કોયલાના ભૂકાનો ઉપર મુજબ પ્રયોગ કરવાથી વાસ દૂર થાય છે.

**૭૫. કાચની બાટલીમાંથી સખત બૂચ નરમ કરવાની રીત:—**સખત થએલા બુચ ઉપર સાલીડનું તેલ પિંછીએ કરી લગાડવું પછી દૂરથી તે બાટલીને આતસનો જરા તાપ દેખાડવો એટલે ગરમીથી સાલીડનું તેલ બૂચની અંદર પ્રવેશ કરશે; ત્યારે બુચને જરા હલાવી જોવો ન નિકળે તો બીજી વખત તે તેલ લગાડવાથી બુચ નિકળશે.

**૭૬. કાચની ચીમની લાંબો વખત ટકે તેમ કરવાની રીતઃ**—એક અમેરિકન બાનું કહે છે કે તેણીની એક ચમની તે આઠ વરસ થયાં દરરોજ વાપરે છે. પણ તે હજુ ફુટી નથી તેનું કારણ તે એવું જણાવે છે કે તેણે વાપરવા પહેલાં પ્રથમ તેને મીઠાના પાણીમાં ઉકાળી હતી આવી શહેલી રીત ખરેખર અજમાવવા યોગ્ય છે.

**૭૭. કાચની બાટલી સાફ કરવાની રીતઃ**—કાચની બાટલી સાફ કરવા માટે એક વિદ્વાનના જણાવ્યા પ્રમાણે કાહેલો બટાટો બહુ અસરકારક છે તે કહે છે કે બાટલીને પાણીથી ભરી તેમાં બટેટાની પાતળી બારીક કાતરી કરી અંદર નાંખી પછી ખૂબ હલાવ્યાથી કાચ સાફ થઇ ચળકાટ પકડે છે.

**૭૮. સોની લોકો કપટ કરે છે ને તે કેવી રીતેઃ**—સોની પોતાની પાસે કસોટી બે પ્રકારની રાખે છે સોનું લેવા વખતની જૂદી અને વેચવા વખતની જુદી લેવાની કસોટીનો પત્થર હમેશાં ચીકણો અને નરમ હોય છે. કારણ તે પર સોનાનો સારો કસ આવતો નથી અને તેજ સોનું વેચતી વખતે કઠણ પત્થરની કસોટીનો ઉપયોગ કરે છે. કસોટીનો પત્થર સાફ હોતો નથી. જેથી હલકા સોનાનો રંગ સર્વોત્તમ દેખાય છે. તેથી સોની ઇચ્છાનુંસાર લાભ એ રીતે મેળવી શકે છે કે હલકી કીંમતનું સોનું ભારે કીંમતમાં વેચી શકે છે. પણ ખરબચડા પત્થરપર સોનું થોડું ઘસવાથી તેજ આપે છે ને નરમ પત્થરપર ઘસવાથી જો કે સોનું સારૂ હોય તોજ ઉત્તમ કસ આપે છે.

**૭૯. કપટ કળા બીજીઃ**—સોનું ગાળવાની પાંચ કળાઓ

વાપરેછે. એટલે બે પડવાળી મૂસ જે દાબડાના ઘાટની હોય છે. તે વાપરે છે, આ મુસનુ નામ દ્વિપુટા કહે છે.

૮૦. કળા ત્રીજીઃ—જેમાં ખુલ્લી રીતે સોનું ગાળે છે. તેવી મુસને સ્ફોટ વિપાકા કહે છે સોનાનો રસ પીનારી મુસનું નામ સુવર્ણ રસ પાઇની હોય છે જેમાં ત્રાંબાનો અંશ હોય તેવી મુસને સતામ્રલાકા કહે છે. આ મુસની મદદવડે પણ ધારવા જેટલો નફો પ્રાપ્ત કરી શકે છે. અજાણ્યા માણુસને આવી મુસ બાબતની માહીતી ક્યાંથી હોય.

૮૧. કળા ચોથીઃ—સોની ફુંકવાની ૭ કળાઓ વાપરે છે તેનાં નામ જુસ્સાવાળી ફુંક, મંદફુંક, વચ્ચે વચ્ચે તુટતી ફુંક, (ફુંકક ફુંકક) એકતારી ફુંક, છાંટાવાળી ફુંક, એટલે મોઢામાંથી પાણીના છાંટા ઉડે તેવી આ ૭ જાતની ફુંક સોની પોતાના કાર્યમાં વાપરે છે. અને તેવારે પણ સુવર્ણને કુવર્ણ કરી મુકે છે.

૮૨. કળા પાંચમીઃ—સોની અગ્નીની પાંચ કળા વાપરે છે ૧ જવાળાવાળો અગ્ની, ધુમાડાવાળો અગ્ની, ફુટતો અગ્ની, મંદાગ્ની, તણખાવાળો અગ્ની, ધુમાડાવાળા અગ્નીથી સામો માણુસ હેરાન થવાથી ઉઠી બહાર જાય છે. ફુટતા અગ્નીથી વખતે અંગારી ખોળામાં આવી પડે છે. જેથી દુર બેસે છે. તણખાવાળા અગ્નીથી અંગારા ઉડવા પાસે તપાસવા બેઠેલો માલીક બીકથી કપડાં ખંખેરી દૂર નાસે છે. ને સોની કામ કાઢી લે છે.

૮૩. કળા છઠ્ઠીઃ—છઠ્ઠી કળામાં વીંછી પકડીને પોતાની પાસે ડબીમાં રાખે છે. જ્યારે કપટ કરવું હોય ત્યારે ગુપ્તપણે પેલા વીંછીને છુટો કરી ફરતો કરે છે. બાદ જાણે તેજ વખતે વીંછી ની-

કર્યો હોય તેમ બીને ઉભો થાય છે. અને સામા માણસને કહેછે કે અરર !! વીંછી ? વીંછી ? એમ કહી ચીપીઆવતી પકડી પોતે નાંખવા જાય છે. અથવા પેલા માણસને નાંખવા મોકલે છે ત્યારે કામ સાધી લે છે. આ વીંછીનો ઝેરી ડંખનો કાંટો પ્રથમથીજ કાપી લીધેલો હોય છે. તેથી તે કરડતો નથી.

**૮૪. કળા સાતમી:**—સોની પાંચ જાતની ચેષ્ટાકળા વાપરે છે. તેમાં પ્રશ્નકળામાં કહો ભાઇ કેમ છે. શો ધંધો કરો છો ? ધંધો રોજગાર ઠીક ચાલે છે ? વિગેરે સવાલો કરવા વિવિધ પ્રકારની વાતો કરવી. વખત જોવાની કળા વાપરે છે. કેમ કેટલા વાગ્યા. એમ કરી નજર રાખવા બેઠેલા માણસની નજર ચુકાવવી ઘડીઆળ બીજી બાજુની ભીંતે લટકાવેલું હોય છે. તે સામી દ્રષ્ટી પેલો દેખરેખ રાખનારો મનુષ્ય કરે છે. એટલે સોની પોતાનું કામ કાઢી લે છે.

**૮૫. કળા આઠમી:**—વખતે અતી હસવાની કળા વાપરે છે. વખતે સૂર્ય ઉપરથી કેટલા વાગ્યા છે એ જોવા જાય છે. રાજમાર્ગમાં જતા આવતા વરઘોડા જોવા ઉઠવું પરસ્પર ટટો કરવો. કંઇ લાગ ન ફાવે તો પાણીનાં કુંડાં કાણાં રાખી તે કાણાની જગોએ મીણ ચોંટાડી રાખે છે. બાદ ઘડાવવા આવેલો મનુષ્ય જ્યાં બેસતો હોય તે જમીન ઢાળ પડતી રાખે છે જેથી પાણી ઢળવા માંડે છે. એટલે પેલા સખસનાં લૂગડાં બગડે છે તેથી ઉભો થાય છે. આ વખતે પેલા સખસનું ચિત્ત સ્થિર નહીં હોવાથી કામ કાઢી લે છે. આ પ્રત્યેક કળાઓમાં જે યોગ્ય લાગે તે વાપરે છે.

**૮૬. કળા નવમી:**— સાધારણ લોઢાના પલ્લાવાળાં ત્રાજ-

વાંથી તોળી આપવું અને એ પલ્લાની નીચેના ભાગમાં લોહ ચું-બક રાખવામાં આવે જેથી પલ્લું ખાલી હોય તો પણ એકદમ ભરેલા પલ્લાની માફક નીચે નમે છે.

૮૭. કળા દશમી:—જે પોલા દાગીના લાખ ભરવાને તૈયાર કીધા હોય તેમાં સોનાના રવા મૂકવામાં આવે છે. જો તોળતી વખતે વજનમાં બરાબર ઉતરે છે ને લાખ ભરતી વખતે તે રવા કાઢી લે છે.

૮૮. કળા અગીઆરમી:—દાગીનાને ઓપ દેતી વખતે અથવા રેતી સાથે ઘસતી વખતે પણ જે રવા રાખવામાં આવેલા હોય છે. તે ખેરવી નાંખે છે ને ઘુઘરીવાળા કે પોલા દાગીનામાં રેતીના કણો ઘુસાડી દે છે.

૮૯. કળા બારમી:—લેતી વખતે ભાવ તપાસવો નહિ ઘડતી વખતે પણ ભાવ તપાસવો નહિ અને બારીકીથી તોલ પણ તેવે વખતે કરવું નહિ અને સુવર્ણનાં રૂપ રંગ પણ જોવાં નહિં. વધારે વખત ગુમાવવો તેથી વખતે દાગીનાનો નાશ બતાવવો ખો-વાઇ ગયો કે ચોરાઇ ગયો વિગેરે કહેવું દાગીનાને ઘડતાં સોનું ઉમે-રવાની માગણી કરવી. તથા પોતાની તરફથી હલકું સોનું ઉમેરી સારા સોનાને બગાડવું ઘણા દાગીના એકઠા કરી સોનાને ગાળવું તેઓ દિવસના કરતાં રાતે વધારે કામ કરે છે. તે એટલાજ માટે કે રાતના ચોરી કરવી ઘાટ બદલવો ઠીક પડે.

૯૦. કળા તેરમી:—સોનીને બેસવાનું જે સ્થળ હોય છે. તેની સામે પણ હાથ ન પહોંચે તેટલી દૂર બાજુએ ભીંતે તમામ હથીઆર લટકાવી રાખે છે. જ્યારે કપટ કરવું હોય ને સામો મા-

ણુસ એકી દ્રષ્ટીએ નજર રાખીને જેમ સિંહ જાનવર પકડવા એક પગો થઇ બેસે છે તેમ આ માણુસ બેઠેલો હોય છે. તેને કહે છે કે ભાઇ જરા પેલી સાણુસી લાવોને એટલે આ માણુસ લેવા ઉઠે છે. ત્યારે લાગ ધારી ધારેલું કપટ કરી શકે છે—

**૯૧. કળા ચોદમી:**—અથવા નજીકમાં બીજા સોનીની દુકાન હોય ત્યાંથી કંઇ ઘડવાનું ઓજાર લેવા મોકલી પોતાનું કામ સાધી લેછે.

આવી રીતે મુખ્ય કળાઓ ચૌદ છે. પણ ગુપ્ત કળાઓ અસંખ્ય છે. જે હજાર નેત્ર વાળા પણ જાણી શકે નહિ અગારી જાણમાં બીજી ઘણી કળાઓ આવેલી છે પણ આ સ્થળે લંબાણ થવાથી તે તમામ વિવેચનનું એક જુદું પુસ્તક આર્ય બંધુઓમાંથી યોગ્ય આશ્રય મળેથી છપાવી પ્રસિદ્ધ કરવામાં આવશે પણ આ સ્થળેતો આટલી બીના લખીને હવે બંધ કરીએ છીએ.

**૯૨. કુવા સોધી કાઢવાના પ્રયોગ:**—પાણી વગરની જગોમાં જો નેતરનાં ઝાડ હોય તો તે ઝાડથી આથમણી જગોએ ત્રણ હાથ ઉંડુ પાણી છે એમ સમજવું.

**૯૩. બીજી રીત:**—જાંબુડાના ઝાડની પાસે પૂર્વ દિશાએ સાપના ઘણા રાફડા હોય તો ત્યાંથી દક્ષિણ દિશામાં ત્રણ પુરૂષ જેટલે એટલે સાડા દશ હાથ ઉંડે પાણી હોય.

**૯૪. ત્રીજી રીત:**—નગોડના ઝાડથી ત્રણ હાથ છેટે દક્ષિણ દિશામાં રાફડો હોય તો તે ઠેકાણે જમીનમાં ૨૦ હાથ છેટે પાણી છે. એમ સમજવું.

**૯૫. ચોથી રીત:**—બોરડીના ઝાડથી પૂર્વ દિશામાં રાફડો હોય તો ત્યાંથી પશ્ચિમ દિશાએ ત્રણ પુરૂષ જેટલે જમીનમાં પાણી

છે—એમ સમજવું.

**૯૬. પાંચમી રીતઃ**—બેહેડાના ઝાડ પાસે દક્ષિણ દિશા તરફ રાફ્ડો હોય તો ત્યાંથી પૂર્વ દિશામાં દોઢ પુરૂષ જેટલે જમીનમાં પાણીની સેર જાણવી.

**૯૭. છઠ્ઠી રીતઃ**—હરેક જાતના ઝાડના મૂળમાં એક હાથ ઉપર ઘણાં દેડકાં હોય તો જાણવું કે ત્યાં સાડા ચાર પુરૂષ જેટલે ઉડે પાણીની સેર હોય માટે ત્યાં કુવો કરવો.

**૯૮. સાતમી રીતઃ**—મહુડાના ઝાડથી ઉત્તર દિશાએ સાપનો રાફડો હોય તો ત્યાં પાંચ હાથ ઉંડુ પાણી છે એમ સમજવું.

**૯૯. આઠમી રીતઃ**—વીરણના છોડ અને ધરો જ્યાં લીલાં રહેતાં હોય તે જગો જો પાણી વગરની સુકી જણાતી હોય તોપણ જાણવું કે ત્યાં પણ એક પુરૂષ જેટલે ઉંડે પાણી છે.

**૧૦૦. લખેલું ગુપ્ત રખાય એવી પીળી શાહીઃ**—કેટલાક અગત્યના કાગળો અને દસ્તાવેજો એક ઠેકાણેથી બીજે ઠેકાણે મોકલતાં માર્ગમાં અન્ય માણસો ઉકેલશે એવી ધાસ્તી રાખવી પડેછે માટે નીચેની રીત પ્રમાણે કરવાથી લખેલું જણાયજ નહિ પણ તે ઉપર કેટલાક ઇલાજ કર્યા પછી લખેલું શહેલાઇથી ઉકેલી શકાય છે. ડુગરીનો રસ કાઢી તે વતી અક્ષરો લખવા પ્રથમ તે અક્ષરો જણાશે નહિ પણ તે કાગળને અગારા ઉપર જરા ગરમ કરવાથી પીળા દસ્કતો દીપી નીકળશે.

**૧૦૧. બીજી રીતઃ**—સલફેટ ઓફ કાપર અને નવસાગર બંને સરખા ભાગમાં લેવાં અને પાણીમાં પલાળવાં. આ પ્રવાહીથી લખતાં કાગળ ઉપર કાંઇ પણ જણાતું નથી પણ તેને ઉપરના

પ્રયોગ મુજબ ગરમી લગાડવાથી અક્ષરો ખુલ્લા દેખાશે.

**૧૦૨. ત્રીજી રીતઃ**—એકવા ફોરટીસ ઓઇલ આવ વીટ્રી-અલ સાધારણ મીઠું અથવા સુરોખાર પાણીના મ્હોટા જથામાં પીંગાળવી તે વતી લખીને તે કાગળ ગરમ કરવાથી પીળા અથવા લપખીરીઆ અક્ષરો દીપી નીકળશે.

**૧૦૩. વીંડઝર શોપ સાબુ બનાવવાના પ્રયોગ**—૧ પૌંડ ઓલીવ ઑઇલ અને ચરબી ૮ અથવા ૯ પૌંડ મેળવીને કોસ્ટીક સોડા સાથે ઉકાળવું. ઉકાળ્યા પછી સુગંધીને માટે તજ, ધાણા અથવા કસ્તુરીનો અર્ક વિગેરે મેળવવાં. તે મેળવવાનું પ્રમાણ દર હંડરવેટ સાબુમાં ૧ાા થી ૨ પૌંડ સુધી છે.

**૧૦૪. બીજી રીતઃ**—ઉપર મુજબ ચીજો ઉકાળીને છેવટે તેમાં બળેલી ખાંડ અથવા ભૂરો રંગ પાણીમાં મેળવી નાંખી ખુબ હલાવે છે ખુશબોને માટે લવંડર અથવા બીજુ તેલ નાંખવું. તે તેલ અથવા અરક નિચેના પ્રમાણમાં નાંખવું.—ઉકાળેલો સાબુ ૧૦૦ ઔંસ, લવંડરનું તેલ ૦ા ઔંસ, રોઝમરીનું તેલ ૦ા ઔંસ અને સુવાનું તેલ ૧ ઔંસ. એ રીતે નાંખી ખુબ હલાવીને પછી તેની ગોટીઓ વાળવી. આ સાબુ ભૂરા રંગનો થાય છે.

**૧૦૫. ત્રીજી રીતઃ**—સારા સફેદ સાબુના પાતળા કટકા કરી એક વાસણમાં નાંખી ધીમા અંગારા ઉપર મૂકીને પીગળવા દેવું. જ્યારે પિગળી રહે ત્યારે વળીઆરીનું તેલ અથવા જરા આઇલ ઑફ બરગામાટ અને આઇલઑફ્ ઓરીગાનમ નાંખીને મેળવવું ત્યાર બાદ સાબુ બનાવવાના બીબામાં એ મેળવણી નાંખીને ત્રણ અથવા ચાર દિવસ સૂધી સુકાવા દઇ તેના ગમે તેવા આકારમાં કટકા કા-

પી દેવા. જો એમાં જરા કસ્તુરીનું એસેન્સ નાંખશો તો સારો સુગંધી સાબુ થશે.

**૧૦૬. ગુલાબના તેલનો સાબુઃ**—પામ ઓઇલ સોપનો ઝીણો ભૂકો ૩ પૌંડ, સૌથી સરસ સાબુનો ભૂકો ૨ પૌંડ, ચોખું પાણી ૧૨॥ રૂપીઆભાર, એ બધાને એક વાસણમાં નાંખી તે વાસણને બીજા ઉના પાણીના વાસણમાં મૂકી ગરમ કરવું. બરાબર પિગળીને મિશ્ર થયા પછી તેમાં ૦। ઔંસ સીંદુર નાંખી ખુબ હલાવવો, અને પછી નિચે ઉતારી થંડું થયા પછી તેમાં ગુલાબનું અત્તર ૨ ડ્રામ, ઑઇલ ઑફ બરગેમાટ ૧॥ ડ્રામ, તજ અને લવીંગના તેલનો દરેકનો ૦॥। ડ્રામ અને રોઝી-જીરેનીઅમનું તેલ ૦॥ ડ્રામ, એ બધાને મેળવીને નાખવાં અને સારી પેઠે હલાવવું. આ સાબુની ખુશબો અને રંગ ઘણોજ સરસ હોય છે.

**૧૦૭. બીજી રીતઃ**—વીંડઝર સોપ સાબુનો ભૂકો ૨૦ પૌંડ, ગુલાબનો અર્ક ૧॥ ઔંસ, લવીંગનું તેલ ૦॥ ડ્રામ, તજનું તેલ ¾ ડ્રામ, બરગેમોટનું તેલ ૧ ડ્રામ, નીરોલનું તેલ અથવા જેને નારંગીના ફૂલનું તેલ કહે છે. તે ¾ ડ્રામ, સીંદુર ૨ ઔંસ, એ બધાને મિશ્ર કરી ઊપરના સાબુના બારીક ભૂકા સાથે મેળવીને ઢાળીને મરજી મૂજબ આકારની ગોટીઓ બનાવાય છે.

**૧૦૮. ત્રીજી રીતઃ**—ચરબીનો બનાવેલો તાજો સાબુ અને આલીવ ઑઇલ સરખે ભાગે લેવું. સાબુને પાતળો પાતળો કાતરી તેલની સાથે એક વાસણમાં મેળવી, તે વાસણને બીજા ઉકળતા પાણીના વાસણમાં મુકવું. પણ પાણી ઉભરાઇ ન જાય તેની સંભાળ રાખવી. તે મળી એક રસ થઇ જાય કે તેમાં રંગ આપવાને

વાસ્તે જરા હીંગળોક નાંખવો. પછી તેને પાણીના વાસણમાંથી બહાર કાઢી જરા ઠંડુ પડવા આવે કે તેમાં સુગંધને માટે ગુલાબનું અત્તર ૪ ડ્રામ "આઇલ આવ બરગામાટ" ૩ ભાગ, લવિંગનું તેલ ૧ ભાગ, તથા તજનું એશેન્સ એક ભાગ નાંખી બીબામાં સૂકાવા મેલવો.

**૧૦૯. આયોડીન શોપઃ**—૧ ભાગ આયોડીડ ઑફ પોટાસીઅમ લઇ તેને ૩ ભાગ પાણીમાં નાંખી ઓગાળવો; આ મિશ્રણને ધીમા તાપ ઉપર મૂકી અગર એક મ્હોટા વાસણમાં પાણી ઉનું કરીને તેમાં અધર મુકી સાબુને ઓગાળવો; અને બરોબર ઓગળી એક જીવ થઇ જાય ત્યારે ઉતારી ગોટીઓ પાડવી.

**૧૧૦. બીજી રીતઃ**—આઇઓડાઇન ઑફ પોટાસીઅમ ૧ ભાગ ને ૩ ભાગ પાણીમાં પિગાળીને તેમાં ૧૬ ભાગ કેસ્ટાઇલસોપ બારીક કટકા કરીને નાંખવો. આ વાસણને બીજા ઊકળતા પાણીના વાસણમાં મૂકી ગરમ કરવાથી અંદરની સઘળી ચીજો મળી જશે.

**૧૧૧. સલફર સોપ ( ગંધકનો સાબુ ):**—આઠ ઔંસ સફેદ કઠણ સાબુને ઝીણો કાપી પત્થરની ખાયણીમાં ૨ ઔંસ ગંધક સાથે ખૂબ ખાંડીને એક જીવ કરવો અને તેની વાસ છુપાવવા તેમાં એક ઔંસ આલકોહોલમાં થોડાંક સુગંધી અત્તરનાં ટીપાં નાંખી મેળવવાં. ખૂબ ખાંડીને એક જીવ થાય એટલે તેની ગોટીઓ વાળવી.

# અગાઉથી ગ્રાહક થનાર સદ્ગૃહસ્થોનાં નામ.

| પ્રત. | નામ. | ગામ. | ઠેકાણું. |
|---|---|---|---|
| ૫ | શા. લલુભાઇ રાગચંદ. | માણસા. | |
| ૧૦ | મહેતીજી ગંગાબાઇ પ્રાણશંકર. | માણસા. | |
| ૨ | કુબેરદાસ ભાઇચંદ. | માણસા. | આસી માસ્તર તાલુકા સ્કૂલ. |
| ૧ | સુકલ. મણીલાલ ભગવાન. | માણસા. | |
| ૧ | શા. પાનાચંદ બેહેચરદાસ. | માણસા. | |
| ૧ | શા. વીઠલદાસ વીરચંદ. | માણસા. | |
| ૧ | પંડ્યા. છગન પુજીરામ | માણસા. | |
| ૫ | ઠાકોર. સાહેબ. શ્રી પરબતસિંહનું ભવાનસિંગજી. | માણસા. | નં ૪ ના પૈસા લેવા. |
| ૧ | વ્યાસ. શીવલાલ દોલતરામ. | માણસા. | |
| ૧ | અબદુલા શગશેર. | માણસા. | જમાદાર પોલીસ માણસા. |
| ૧ | શા. મણીલાલ ઇશ્વર. | માણસા. | |
| ૧ | શા. હરગોવનદાસ હીરાચંદ. | માણસા. | |
| ૧ | શા. પોપટ ખુશાલ મણીલાલ. | માણસા. | |
| ૧ | પા. શંકર દેવજી. | માણસા. | અફીણના ઇજારદાર વાવને દરવાજે. |

| પ્રત. | નામ. | ગામ. | ઠેકાણું. |
| --- | --- | --- | --- |
| ૧ | પંચોલી. જેઠાલાલ મનસુખરામ. | માણસા. | લક્ષ્મીનારણના મંદીર પાસે. |
| ૧ | શા. વીરચંદ ક્રશ્નાજી. | માણસા. | |
| ૩ | શેઠ. હુકમચંદ ઇશ્વરદાસ. | માણસા. | |
| ૨ | શા. હાથી મૂળચંદ. | માણસા. | |
| ૨ | શા. વાડીલાલ ગુલાબજી. | " | |
| ૧ | ભાવસાર. ઉમેદ ગોપાળ. | માણસા. | |
| ૫ | કોઠારી. ચુનીલાલ મગન હરજીવનદાસ. | માણસા. | ઠે. કોઠારીઓના ચકલે. |
| ૧ | સરૂપચંદ ઊગરચંદ. | માણસા. | |
| ૪ | શીવશંકર હીંમતરાંમ. | માણસા. | |
| ૧ | જોશી. ચુનીલાલ મગનલાલ. | માલાસણ. | |
| ૫ | સમશેરખાન સુભાનખાન. | માણસા. | |
| ૩ | માણેકલાલ ભવાનીશંકર. | માણસા. | મુળવાલગ તાલુકે વિસનગર. |
| ૧ | મયાચંદ અંબારાંમ. | | |
| ૧ | શા. વાડીલાલ લલુ. | માણસા. | |
| ૧ | વ્યાસ. ખેમચંદ ચમનલાલ. | માણસા. | |

